શ્રી આનંદ-હેમ ગ્રંથમાળા-પુષ્પ ૧૦ મું.

દાક્ષિણ્યચિહ્નાંક-શ્રીમદ્-ઉદ્દ્યોતનસૂરિ-વિરચિત

# કુવલયમાલા

પ્રાકૃતભાષાની ચમ્પૂસ્વરૂપ મહાકથાનો

## ગૂર્જરાનુવાદ



અનુવાદક-સંપાદક
આગમોદ્ધારક આચાર્ય શ્રી આનંદસાગરસૂરીશ્વરજીના શિષ્ય
આ. શ્રી હેમસાગરસૂરિ





સહસંપાદક
પ્રો. રમણલાલ ચી. શાહ
સેંટ ઝેવિયર્સ કૉલેજ, મુંબઇ

:: પ્રકાશકો તથા પ્રાપ્તિસ્થાન ::

શ્રી આનંદ-હેમ ગ્રંથમાળા વતી—

**શ્રી ધનજીભાઈ દેવચંદ ઝવેરી**
૫૦/૫૪, મીરઝા સ્ટ્રીટ, ૪ થે માળે,
મુંબઈ ૩

**શ્રી ચંદ્રકાન્ત સાકરચંદ ઝવેરી**
૩૧/૩૩, ખારા કુવા, ૩ જે માળે,
મુંબઈ ૨



પ્રથમાવૃત્તિ ] **કિંમત :: રૂા. ૧૩=૫૦** [ નકલ ૧૫૦૦

વીર સંવત ૨૪૯૧ ❀ વિક્રમ સં. ૨૦૨૧ ❀ ઈ. સ. ૧૯૬૫





:: મુદ્રક ::

**અમરચંદ બેચરદાસ મહેતા**
શ્રી બહાદુરસિંહજી પ્રિં. પ્રેસ
**પાલીતાણા (સૌરાષ્ટ્ર)**

# પ્રકાશકીય નિવેદન



અત્યાર સુધીમાં અમારા તરફથી આનંદ–હેમ ગ્રંથમાળાનાં નવ ગ્રંથરત્નો પ્રગટ થયાં છે. દસમા ગ્રંથરત્ન તરીકે દાક્ષિણ્યચિહ્ન શ્રી ઉદ્દ્યોતનસૂરિ કૃત 'કુવલયમાલા'નો ગુજરાતી અનુવાદ પ્રગટ થાય છે. પ્રાકૃત ભાષામાં રચાએલી આ મનોરમ અને મનનીય કથાનો ગુજરાતી અનુવાદ કરીને પ૦ પૂ૦ આચાર્ય શ્રી હેમસાગરસૂરિજીએ પ્રાકૃત ભાષાથી અનભિજ્ઞજનો માટે તે કથા સુલભ કરી આપી છે. આવા મહાન પ્રાચીન ગ્રંથનો અનુવાદ પ્રગટ કરતાં અમને અત્યંત હર્ષ થાય છે.

આ અનુવાદ ગ્રંથરૂપે પ્રસિદ્ધ થાય છે, તેમાં ઘણાઓનો ભિન્ન ભિન્ન પ્રકારે અમને સુંદર સહકાર સાંપડ્યો છે, જેની અમે સાનંદ અને સાભાર નોંધ લઈએ છીએ. આ પ્રાકૃત ગ્રંથનું ગુજરાતીમાં ભાષાન્તર કરી આપ્યું, એ માટે પ૦ પૂ૦ આ૦ શ્રી હેમસાગરસૂરિજીના અમે ઋણી છીએ. એમના એ ભગીરથ કાર્યમાં પૂ૦ મુનિ શ્રી અમરેન્દ્રસાગરજી મ૦, પૂ૦ મુનિ શ્રી મનોજ્ઞસાગરજી મ૦, પૂ૦ મુનિ શ્રી મહાભદ્રસાગરજી મ૦ આદિ મુનિવરોએ વખતો વખત સહકાર આપ્યો છે, એ માટે અમે એમના પણ ઋણી છીએ.

મૂળગ્રંથના કેટલાંક શંકાસ્થાનો વિશે પૂ૦ આ૦ શ્રી હેમસાગરસૂરિજીને ખુલાસા લખી મોકલવા માટે પ્રાચીન હસ્તલિખિત સાહિત્ય અને પુરાતત્ત્વના સંશોધક અને સાહિત્યરસિક પૂ૦ મુનિ શ્રી પુણ્યવિજયજી મહારાજ તથા જૈન સાહિત્ય વિકાસ મંડળના સ્થાપક વિદ્વાન–શ્રાદ્ધવર્ય શ્રી અમૃતલાલ કાલિદાસ દોશી અને તે સંસ્થાના પંડિતવર્ય શ્રી સુબોધચંદ્ર તથા વડોદરાના વિદ્વાન અને વયોવૃદ્ધ પંડિતવર્ય શ્રી લાલચંદ્ર ભગવાનદાસ ગાંધીનો અમે અહીં સાભાર ઉલ્લેખ કરીએ છીએ.

તદુપરાંત ગ્રંથ-સંપાદન અને પ્રકાશન માટે આર્થિક સહાય કરનાર વ્યક્તિઓ તથા સંસ્થાઓ તથા ગ્રાહક તરીકે આગળથી પોતાનાં શુભ નામ લખાવનાર મહાનુભાવોના અમે આભારી છીએ. ગ્રંથના અનુવાદને જોઈ જઇ સુધારી મઠારી આપવાનું તથા મુદ્રસંશોધનનું કાર્ય કરી આપવા માટે પ્રૉ. રમણલાલ ચી. શાહનો, 'દૃષ્ટિપાત' લખી આપવા બદલ પ્રો. હીરાલાલ આર. કાપડિયાનો તથા રસ લઈને કાળજીપૂર્વક - મુદ્રણકાર્ય કરી આપવા માટે પાલીતાણાના શ્રી બહાદુરસિંહજી પ્રિન્ટીંગ પ્રેસના માલિકનો પણ આભાર માનીએ છીએ. આ ઉપરાંત આ ગ્રંથના પ્રકાશનકાર્યમાં પ્રત્યક્ષ કે પરોક્ષ જેમણે જેમણે સહકાર આપ્યો છે અને સહાનુભૂતિ બતાવી છે, તે સર્વનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

પ૦ પૂ૦ આચાર્ય શ્રી હેમસાગરસૂરિજીએ ૧૪૪૪ ગ્રંથપ્રણેતા આચાર્ય શ્રી હરિભદ્રસૂરિજી કૃત 'સમરાઇચ્ચકહા' અર્થાત્ વૈરાગ્યરસથી ભરપૂર સમરાદિત્યચરિત્રનો પ્રાકૃત ભાષામાંથી ગુજરાતી અનુવાદ અક્ષરશઃ તૈયાર કરેલ છે, તેનું પણ પ્રકાશન હવે પછી ટૂંક સમયમાં આ ગ્રંથમાળ તરફથી થશે.

લિ૦
શ્રી આનંદ-હેમ ગ્રંથમાળા વતી,
**ધનજીભાઇ દેવચંદ ઝવેરી**
**ચન્દ્રકાન્ત સાકેરચંદ ઝવેરી**
પ્રકાશકો

---

## શ્રી આનંદ-હેમ ગ્રંથમાળાનાં પ્રકાશનો

૧ આગમોદ્ધારકનાં ભગવતી સૂત્રના ૮ મા શતકનાં વ્યાખ્યાનો.
૨ આગમોદ્ધારક દેશનાસંગ્રહ ભાગ ૧ લો. (વ્યાખ્યાનો)
૩ આગમોદ્ધારક પર્વવ્યાખ્યાનસંગ્રહ. (વ્યાખ્યાનો)
૪ આગમોદ્ધારક પર્યુષણાષ્ટાહ્નિકા. (વ્યાખ્યાનો)
૫ સિરિ જંબુચરિયં-પ્રાકૃત (પ્રતાકારે)
૬ શ્રી ઉપદેશમાળા દોઘટ્ટી ટીકા (પ્રતાકારે)
૭ પર્યુષણાષ્ટાહ્નિકા વ્યાખ્યાન (પ્રતાકારે)
૮ શ્રી ભગવતીદેશના સમુચ્ચય ભાગ બીજો (આગમોદ્ધારકનાં વ્યાખ્યાનો)
૯ અંતિમ સાધના (બે આવૃત્તિ)
૧૦ શ્રી કુવલયમાલા (પ્રાકૃત)-ગૂર્જરાનુવાદ.
૧૧ હરિભદ્રસૂરિકૃત સમરાઇચ્ચ-કહાનો ગૂર્જરાનુવાદ (છપાય છે.)

# અનુક્રમણિકા


પારિભાષિક શબ્દોના અર્થો.

પ્રસ્તાવના.

દૃષ્ટિપાત.

ઉપોદ્ઘાત.

પ્રકાશકીય નિવેદન.


## કુવલયમાળા–ગુર્જરાનુવાદ : વિષયસૂચી


**પ્રકરણ પહેલું—પીઠિકા ... ... ... ... પૃ. ૧ થી ૧૧**

મંગળાચરણ–પ્રથમ તીર્થંકરને નમસ્કાર. પૃ. ૧ શ્રી મહાવીર ભગવંતને નમસ્કાર. પૃ ૨. મનુષ્યપણું અને પુરુષાર્થ, પુરુષાર્થના પ્રકારો, મધ્યમ પુરુષાર્થ. ૩. અધમ પુરુષાર્થ, શ્રેષ્ઠ પુરુષાર્થ, ધર્મના પ્રકારો. ૪. પૂર્વે થયેલા મહાકવિઓની સ્મૃતિ. ૫. કથાપ્રકારો અને તેનાં લક્ષણો. ૬. નવવધૂ જેવી કથા, ચાર પ્રકારની કથા. ૭. કથાશરીર. ૮. દુર્જન સ્તુતિ. ૯. સજ્જન સ્તુતિ. ૧૦.

**પ્રકરણ બીજું—કુલદેવીની ઉપાસના અને કુવલયચંદ્રનો જન્મ ... ... પૃ. ૧૨ થી ૩૧**

વિનીતા નગરીનું વર્ણન. ૧૨. નગરીના દુકાનમાર્ગો. ૧૩. દૃઢવર્મ રાજા. ૧૫. પ્રિયંગુશ્યામા રાણી ૧૬. સુષેણનો પ્રવેશ. ૧૭. રાજપુત્રનું આગમન. ૧૮. મહેન્દ્રકુમારને સાન્ત્વન. રાણીનો શોક. ૧૯. સ્ત્રીઓને કોપનાં કારણો. ૨૦. રાણીના શોકનું કારણ. ૨૧. કુલદેવતાની આરાધનાનો નિર્ણય. ૨૨. પુત્ર માટે દેવીની ઉપાસના. ૨૩. વરદાન–પ્રાપ્તિ. ૨૫. રાણીને સ્વપ્નદર્શન. ૨૬. સ્વપ્નફળ પ્રશ્ન. ૨૭. સ્વપ્નફળનિર્ણય, ગર્ભપાલન, કુમારનો જન્મ. ૨૮. પુત્રની વધામણી. ૨૯.

**પ્રકરણ ત્રીજું—રાશિફળાદેશ ... ... ... ... પૃ. ૩૨ થી ૩૯**

સાંવત્સરિકને તેડું. રાશિફળાદેશ ૩૨. કુમારનું નામકરણ. કળાભ્યાસ ૩૫.

**પ્રકરણ ચોથું—અશ્વ સાથે કુમારનું દિવ્યહરણ. ... ... પૃ. ૪૦ થી ૫૩**

ઘોડાની જાતિઓ. અશ્વક્રીડા માટે નિર્ગમન ૪૧. કુમારનાં દર્શન માટે સ્ત્રીઓનું ઔત્સુક્ય ૪૨. કુમાર કોના જેવો ! ૪૪. તરુણીઓની ચેષ્ટા ૪૫. અશ્વ સાથે કુમારનું આકાશમાં ઊડવું ૪૬. વિંધ્યાટવીનું વર્ણન ૪૭. જાતિવૈરવાળા તિર્યંચોનું વનમાં સાથે રહેવું ૪૯. મુનિસમાગમ ૫૦. સંસાર સ્વરૂપ ૫૨.

પ્રકરણ પાંચમું—મુનિનો આત્મવૃત્તાન્ત અને કુમારહરણનું કારણ ... પૃ. ૫૪ થી ૬૧

કૌશાંબીનગરી ૫૫. રાજા પુરંદરદત્ત ૫૬. ઉદ્યાનવર્ણન ૫૮. મુનિ–ગુણચર્યાવર્ણન ૬૦.

પ્રકરણ છઠ્ઠું—ચારગતિ સ્વરૂપ એકાંત દુઃખ રૂપ સંસાર ... ... પૃ. ૬૨ થી ૭૬

નારકીમાં વેદના કેવી છે? ૬૩. તિર્યંચગતિનાં દુઃખો ૬૭. મનુષ્યગતિનાં કારણો ૬૯. ગર્ભાવાસનાં દુઃખો. મનુષ્યગતિનાં દુઃખો ૭૧. દેવત્વનાં કારણો ૭૨. દેવગતિનાં દુઃખો. ચ્યવન સમયનો કલ્પાંત ૭૩. રાજાને હિતશિક્ષા ૭૫.

પ્રકરણ સાતમું—કષાયસ્વરૂપ-૧ ... ... ... પૃ. ૭૭ થી ૯૫

ચંડસોમનો કોપ ૭૯. ચંડસોમનો વિલાપ ૮૨. પાપશુદ્ધિનો ઉપાય. ૮૩. ચંડસોમને દીક્ષા ૮૫ માનનું સ્વરૂપ ૮૫. ઉજ્જયિની નગરીનું વર્ણન ૮૬. માનભટ્ટે ભીલપુત્રની કરેલી હત્યા. ૮૭. સ્વપત્ની ગોત્રસ્ખલન ૯૦. કુટુંબનું કૂવામાં પતન ૯૨. માનભટ્ટનો વિલાપ ૯૩. અનાથાશ્રમ ૯૪. માનભટ્ટની દીક્ષા ૯૫.

પ્રકરણ આઠમું—કષાયસ્વરૂપ-૨ ... ... ... પૃ. ૯૬ થી ૧૨૦

માયાદિત્ય ૯૬. સરળ મિત્ર થાણું ૯૭. અર્થોપાર્જનના અનિંદિત ઉપાયો. મિત્રવંચના ૯૮. પોતે જ ઠગાયો ૯૯. મિત્ર માટે થાણુંનો વિલાપ ૧૦૦, માયાદિત્યનો જવાબ ૧૦૧. અટવીવર્ણન ૧૦૨. ગ્રીષ્મકાળ, ભૂલા પડ્યા, દુર્જનની દુર્જનતા ૧૦૩. સજ્જનની સરળતા ૧૦૪. દુર્જનતાનું પરિણામ ૧૦૫. કૂવામાંથી નિર્ગમન ૧૦૫. મિત્રપ્રાપ્તિ. પાપનો પશ્ચાત્તાપ ૧૦૬. પ્રભુઆજ્ઞા સિવાય કોઇ શરણ નથી ૧૦૭. લોભનું સ્વરૂપ ૧૦૮. તક્ષશિલાનગરી. અર્થોપાર્જનની અભિલાષા ૧૦૯ પિતાની હિતશિક્ષા ૧૧૦ લોભદેવની ધનતૃષ્ણા ૧૧૧. રત્નદ્વીપ તરફ પ્રયાણ ૧૧૨. ભદ્રશેઠને સમુદ્રમાં ફેંક્યા ૧૧૩. સમુદ્રમાં તોફાન ૧૧૪. રાક્ષસવર્ણન વહાણનો વિનાશ ૧૧૫. ભારંડ પક્ષીએ કરેલું હરણ ૧૧૭. પાપનો પશ્ચાત્તાપ. ભાષા ભેદો અને લક્ષણ ૧૧૮. પિશાચોનો વાર્તાવિનોદ ૧૧૯. લોભદેવની દીક્ષા ૧૨૦.

પ્રકરણ નવમું—કષાયસ્વરૂપ-૩ ... ... ... પૃ. ૧૨૧ થી ૧૩૪

મોહનું સ્વરૂપ. કોશલા નગરીનો રાજા ૧૨૧. રાજપુત્ર અને બાલિકાનું મિલન ૧૨૩. બાલિકાનું વૃત્તાન્ત ૧૨૪. રાજપુત્રને શિક્ષા ૧૨૫. યુગલનો જન્મ ૧૨૭. બાળયુગલનું હરણ. માતાનો વિલાપ ૧૨૮. મોહદત્તનો અનુરાગ ૧૨૯. મિલનનો સંકેત. તોસલનું આકર્ષણ ૧૩૦. તોસલનું મરણ ૧૩૧.

પ્રકરણ દશમું—રાજાની રાત્રિચર્યા ... ... ... પૃ. ૧૩૫ થી ૧૫૧

ક્રોધજય. માનજય ૧૩૫. માયાજય લોભજય. મોહજય ૧૩૬. સંધ્યાવર્ણન ૧૩૭. સંધ્યા સમયના વિવિધ અવાજો ૧૩૮. કામિનીઓની ચેષ્ટાઓ ૧૩૯. રાજાની વેશભૂષા ૧૪૦. રાગી અને ત્યાગીનો અવસ્થાભેદ. ૧૪૧. સખીનું વૃત્તાન્ત ૧૪૨. સ્તંભ કે પુરુષ? રાત્રે મુનિચર્યા ૧૪૫. જિનમાર્ગની દુર્લભતા ૧૪૬. અલ્પ સુખનું દૃષ્ટાન્ત ૧૪૭. દૃષ્ટાન્તનું રહસ્ય ૧૪૯. સોનું તે સોનું ૧૫૦.

પ્રકરણ અગિયારમું—પાંચે દીક્ષિતોની દેવોત્પત્તિ ... ... પૃ. ૧૫૨ થી ૧૬૪

શ્રાવક ધર્મનો સ્વીકાર ૧૫૨. ભવાન્તરમાં સમ્યક્ત્વ આપવું ૧૫૩. દેવલોકનું વર્ણન, દેવોત્પત્તિ ૧૫૪. પ્રતિહારીનું નિવેદન ૧૫૬. વાવડીનું વર્ણન, જલક્રીડા ૧૫૭. પ્રભુ–પ્રતિમા–પૂજન ૧૫૮. પંચ નમસ્કાર ૧૫૯. બાકીના ચારેની દેવોત્પત્તિ, સમવસરણ સમયે દેવપ્રવૃત્તિ ૧૬૦. સમવસરણની રચના ૧૬૧. પર્ષદા, જીવ સ્વરૂપ ૧૬૨. દુર્ગતિ–સદ્દગતિનાં કારણો ૧૬૪.

**પ્રકરણ બારમું—ઊંદરની આરાધના ... ... ... ... પૃ. ૧૬૫ થી ૧૭૧**

ઊંદરનો પૂર્વભવ ૧૬૫. નિદાનશલ્યનું પરિણામ ૧૬૭. સમ્યક્ત્વ સમયે નરક, તિર્યંચ આયુ ન બંધાય ૧૬૮. ઊંદરમાંથી રાજપુત્ર ૧૬૯. જિનેશ્વર-માર્ગનો પ્રભાવ, ભવાન્તરમાં સમ્યક્ત્વ-પ્રાપ્તિની યોજના ૧૭૦.

**પ્રકરણ તેરમું—સાગરદત્તની કથા ... ... ... ... પૃ. ૧૭૨ થી ૧૮૬**

સુભાષિતની કદર, સાગરદત્તનો સંકલ્પ ૧૭૩. ધન્યવાદ ૧૭૪. વેપારીનો મેળાપ ૧૭૫. યવન-દ્વિપનો અનુભવ ૧૭૬. અરણ્યમાં કન્યા-શબ્દ-શ્રવણ ૧૭૭. કન્યા-વૃત્તાન્ત ૧૭૯. બે વિદ્યાધરોનું મરણ, આત્મહત્યા માટે નિર્ણય ૧૮૦. બંનેનો અગ્નિપ્રવેશ, ચિતામાંથી કમળશય્યા ૧૮૧. સાગરદત્તની દીક્ષા ૧૮૨. બીજા દેવો ક્યાં ? ૧૮૩. ઉપદેશ અને વ્રતસ્વીકાર, સિંહને પ્રતિબોધ, સિંહને કરાવેલી અંતિમ આરાધના ૧૮૪.

**પ્રકરણ ચૌદમું—યક્ષ જિનશેખરની પ્રભુભક્તિ... ... ... પૃ. ૧૮૭ થી ૨૦૩**

મ્લેચ્છપલ્લી, પલ્લીની પ્રવૃત્તિઓ ૧૮૭. ગ્રીષ્મવર્ણન, ગ્રીષ્મમધ્યાહ્ન ૧૮૮. નગરસુંદરીઓની પ્રવૃત્તિ ૧૮૯. વિવિધ અવાજો, વનહસ્તિનાં પગલાં ૧૯૦. સરોવરદર્શન ૧૯૧. યક્ષ મસ્તક પર પ્રતિમા. અરિહંતની સ્તુતિ, સરોવરની લક્ષ્મી ૧૯૨. કોણે પૂજા કરી ? ૧૯૩. દેવીની પ્રભુભક્તિ, કુમારનું કુતૂહલ ૧૯૪. માકંદી નગરી, દુષ્કાળ વર્ણન ૧૯૫. દુષ્કાળની અસર ૧૯૬. ચાર પુરુષાર્થનો વિચાર. વિંધ્યાટવીમાં ૧૯૭. સરોવરદર્શન, પ્રતિમાદર્શન ૧૯૮. બ્રાહ્મણનું મૃત્યુ, બ્રાહ્મણમાંથી યક્ષરાજ ૧૯૯. ભગવંતની સ્તુતિ, નામપરિવર્તન, યક્ષકન્યાને પૂજાનો આદેશ, ૨૦૦, ઔષધિવલય નર્મદા નદી ૨૦૧. મહિલા જેવી નર્મદા ૨૦૨.

**પ્રકરણ પંદરમું—વનસુંદરી એણિકા ... ... ... ... પૃ. ૨૦૪ થી ૨૨૪**

તાપસીનું મનુષ્યદર્શન ૨૦૪. રાજપુત્રનું સ્વાગત, રાજપોપટે કહેલી કથા, રાજપોપટનો જન્મ ૨૦૫. કળાભ્યાસ ૨૦૬. રાજમુનિને કેવળજ્ઞાન, બે વિદ્યાધરોનો પ્રશ્ન ૨૦૭. ઉજ્જયિની નગરી ૨૦૮. સંશયનું પરિણામ ૨૦૯. ભવાંતરનું વેર, વિદ્યાધરોના પ્રશ્નોનો ઉત્તર ૨૧૦. બાલિકાનો ધર્માચાર્ય ૨૧૧. બાલિકાનો અભ્યાસ, જનસંપર્કથી દૂર રહેવાની ઇચ્છા ૨૧૨. ઋષભસ્તુતિ ૨૧૩. ભીલદંપતી, સાચા ભીલપણા વિશે સંશય ૨૧૪. સામુદ્રિક લક્ષણો, પગનાં આંગળાં ૨૧૫. પગ અને વૃષણ, કેડ, નાભિ અને ગરદન ૨૧૬. હોઠ અને દાંત, જીભ અને નાક, આંખ અને ભ્રમર ૨૧૭. કપાળ અને મસ્તક ૨૧૮. અન્ય લક્ષણો, એ ભીલ દંપતી કોણ ? ૨૧૯. વિદ્યાધરોની ઓળખ, હર્ષોલ્લાસ ૨૨૧. વિદ્યા પ્રાપ્તિ, વિદ્યાધરોનું સિદ્ધિક્ષેત્ર, શબરયુગલનું દર્શન ૨૨૨. વિદાય માટે માગેલી રજા ૨૨૩. વિદાય ૨૨૪.

**પ્રકરણ સોળમું—રાજપુત્ર દર્પફલિહ ... ... ... ... પૃ. ૨૨૫ થી ૨૪૮**

સાર્થવર્ણન ૨૨૫. સૂર્યાસ્ત ૨૨૬. પ્રભાતે સાર્થકોલાહલ ૨૨૬. સાર્થકન્યા, ભીલસેનાપતિ સાથે યુદ્ધ ૨૨૭. પરસ્પર મિચ્છામિ દુક્કડં ૨૨૯. પલ્લી તરફ પ્રયાણ ૨૩૦. વાર્તાવિનોદ ૨૩૧. ચિંતામણિ પછી, લોહદંડ મારનાર કોણ ? ૨૩૨. રત્નાપુરીનો રાજા રત્નમુગટ ૨૩૩. પતંગિયાનો પ્રસંગ ૨૩૪. રાજાને જાતિસ્મરણ, રાજામાંથી રાજર્ષિ ભગવંત ૨૩૫. રાણીઓનો ક્ષોભ, પ્રત્યેક-બુદ્ધ દેશના ૨૩૬. જિનધર્મ એટલે શું ? ૨૩૭. કર્મનાં હેતુ અને ફળ, કર્મપ્રકાર ૨૩૮. દેવપ્રકારો, વિષવૃક્ષ જેવો સંસાર ૨૩૯. સમ્યગ્ દર્શન, જ્ઞાન અને ચારિત્ર્ય, પંચ મહાવ્રતો ૨૪૦. રાજર્ષિનો ઉપદેશ, દર્પફલિહને અપાયેલું મદિરામિશ્રણ ૨૪૧. મદ્યયોગનું પરિણામ, નવજીવન અને સાધર્મિકનો મેળાપ ૨૪૨. રાજ્યાર્પણ

૨૪૩. મ્લેચ્છોની પ્રતિજ્ઞાઓ, કુમારની હિતશિક્ષા ૨૪૪. વર્ષાકાળનું વર્ણન ૨૪૫. પ્રથમવૃષ્ટિ ૨૪૬. વર્ષાન્ત સમય ૨૪૭. કુમારનું પ્રયાણ ૨૪૮.

**પ્રકરણ સત્તરમું—કુમારી કુવલયમાલા ... ... ... ... પૃ. ૨૪૯ થી ૨૮૩**

વિજયાનગરી. પનિહારિઓની વાતો ૨૫૦. છાત્રાલયમાં ૨૫૧. વ્યાખ્યાન મંડળીઓ, અન્ય કળાઓનું શિક્ષણ ૨૫૨. છાત્રોની અસંબદ્ધ વાતચીત ૨૫૩. નગરીના દુકાન માર્ગો, વિવિધ ભાષા–ભાષી વેપારીઓ ૨૫૫. વેપારીઓની વાતચીત ૨૫૬. પાદપૂર્તિ ૨૫૭. વરમાળાનું આરોપણ ૨૫૮. રાજાએ કરેલો સત્કાર. રાજાનો પુત્રવિયોગ ૨૫૯. રાજપોપટે આપેલા સમાચાર, ઐણિકા સાથેનો પ્રસંગ ૨૬૧. કુમારને સંદેશો ૨૬૨. અંગ ફરકવાનાં ફળ, સ્નાન વિધિ ૨૬૩. વિવાહમાં વિલંબ, કુમારનું ચિંતવન ૨૬૪. નિષ્ફળ વિચાર તરંગો, કુમારની નિરાશા ૨૬૫. ઇંગિત દ્વારા પ્રતીતિ ૨૬૬. કુવલયમાલાએ મોકલાવેલ કર્ણપૂરક, કુવલયમાલાનું કળાકૌશલ ૨૬૭. રાજહંસિકા દ્વારા ભાવસૂચન ૨૬૮. કુમાર કલંકિત થશે? પ્રભાતે આવેલી યુવતી ૨૬૯. કુવલયમાળાનો જન્મ ૨૭૦. ઉદ્યાનમાં વિદ્યાધર મુનિ. મુનિનો ઉપદેશ ૨૭૧. કુવલયમાળા વિશે પ્રશ્ન, જયકુંજરના પ્રસંગે કુવલયમાળાના પ્રત્યાઘાત ૨૭૨. કુવલયમાળાનો હર્ષોલ્લાસ ૨૭૩. દુઃસહવિયોગ, કુમારીને આશ્વાસન ૨૭૪. વિરહની વેદના ૨૭૫. કુમારને પ્રાર્થના, ઉદ્યાનમાં ૨૭૬. કુવલયમાળાનું દર્શન ૩૭૭. બંનેનું મિલન ૨૭૮. અંતઃપુરના સેવકનું આગમન ૨૮૦ પત્રછેદ્યનો વિનિમય ૨૮૧. શિશિરકાળ ૨૮૨.

**પ્રકરણ અઢારમું—લગ્ન અને સ્વદેશગમન ... ... ... પૃ. ૨૮૪ થી ૩૦૬**

જોષીએ કહેલો લગ્નયોગ ૨૮૪. લગ્નની તૈયારી, લગ્નવિધિ ૨૮૫. સખીઓનો વિનોદ, પ્રણયકલહ ૨૮૭. મિલનની રાત્રિ ૨૮૯. સમુદ્રવર્ણન. ૨૯૦. પ્રહેલિકાદિ પ્રકરણ ૨૯૧. પૂર્વવૃત્તાન્ત–કથન ૨૯૫. સમ્યક્ત્વ અને જિનવચનનું શરણ ૨૯૬. સર્વશ્રેષ્ઠ ધર્મ ૨૯૭. તીર્થંકરોએ કહેલો ધર્મ ૨૯૮. સમ્યક્ત્વના સ્વીકાર માટે ઉપદેશ ૨૯૯. પિતાજીનો પત્ર ૩૦૦. વૃક્ષો પાસે વિદાયયાચના, પાળેલાં પશુ પક્ષીઓનું સંબોધન. ૩૦૧. કુવલયમાળા અને કુવલયચંદ્રની તુલના ૩૦૨. ભાગ્યશાળી કોણ? ૩૦૩. પ્રવચન દેવતાને પ્રાર્થના ૩૦૪. શકુન વિચાર ૩૦૫.

**પ્રકરણ ઓગણીસમું—માર્ગમાં મુનિદર્શન તથા સંસારચક્રનો ચિત્રપટ પૃ. ૩૦૭ થી ૩૨૩**

સંસારચક્રનો ચિત્રપટ, મનુષ્યગતિનાં દશ્યો ૩૦૮. સંસારનાં દુઃખો ૩૦૯. અંતે એકલા જ જવાનું છે. ૩૧૦. વિષયવાસના, કર્મોની વિષમતા ૩૧૧. પરિગ્રહનું પાપ, તિર્યંચગતિનાં ચિત્રો ૩૧૩. તિર્યંચોની હિંસાપરંપરા, નારકીનાં દશ્યો ૩૧૪. દેવલોકનાં દશ્યો ૩૧૫. મોક્ષસુખ. બીજો ચિત્રપટ ૩૧૬. બધેજ નિષ્ફળ ૩૧૭. વિવિધ વ્યવસાયમાં નિષ્ફળતા, આત્મહત્યા–સમયે દિવ્ય વાણી ૩૧૮. વિધિપૂર્વક વ્યવસાય કરો, અન્ય વ્યવસાયોની વિધિ ૩૧૯. મહેન્દ્રકુમારે અંગીકાર કરેલું સમ્યક્ત્વ ૩૨૧.

**પ્રકરણ વીસમું—ધાતુવાદીઓ... ... ... ... ... પૃ. ૩૨૪ થી ૩૩૨**

ધાતુવાદીઓના નિષ્ફળ પ્રયોગ ૩૨૫. કુમારનો પરિચય, કુમારે સિદ્ધ કરેલો પ્રયોગ ૩૨૬. પ્રયોગ કોને સિદ્ધ થાય? ધાતુવાદની સમજણ, વનમાં પ્રભાત. ૩૨૮. પ્રયાણની તૈયારી ૩૨૯. માતા–પિતાને મળવું ૩૩૦. નગર પ્રવેશની તૈયારી ૩૩૧.

**પ્રકરણ એકવીશમું—રાજા દૃઢવર્માનો દીક્ષાઅંગીકાર. ... ... પૃ. ૩૩૩ થી ૩૪૯**

પિતા સાથે ધર્મચર્ચા ૩૩૩. શું ધર્મો સરખા છે? કુળદેવીની આરાધના ૩૩૪. કુળદેવીએ બતાવેલો ધર્મ ૩૩૫. તેવા ભગવંતને શું કહેવાય? ૩૩૬. સાચા ધર્મપુરુષ કોણ? ઉદ્દઘોષણા ૩૩૭.

ધર્મ વિશે વિવિધ અભિપ્રાય અને રાજાનું ચિંતન ૩૩૮. યથાર્થ ધર્મની ચકાસણી ૩૪૨. દુર્લભ ધર્મની પ્રાપ્તિ ૩૪૩. પ્રવ્રજ્યા માટે પ્રયાણ ૩૪૪. ધૂસરું અને ખીલીનું દૃષ્ટાન્ત ૩૪૫. દૃષ્ટાન્તનું રહસ્ય. જાણુકાર જીવની મૂઢતા ૩૪૬. મિથ્યાદૃષ્ટિને વિપરીત ભાસે ૩૪૭. રાજર્ષિ દત્તમાં ૩૪૮.

**પ્રકરણ બાવીશમું—કુવલયકુમારની સપરિવાર દીક્ષા. ... ... પૃ. ૩૫૦ થી ૩૫૮**

પદ્મકેસરદેવનો ચ્યવનસમય ૩૫૦. પદ્મકેસરદેવ. કુવલયમાળાના ગર્ભમાં. પૃથ્વીસારનો સંસાર-નિર્વેદ ૩૫૧. રાજા કુવલયકુમારનું ભાવચિંતન, બાલમુનિઓને ધન્યવાદ ૩૫૨. ધર્મ વિના યૌવન એળે ગયું, જો ત્યારે વૈરાગ્ય પામ્યો હોત તો ૩૫૩. કુવલયકુમારનો દીક્ષા માટે નિશ્ચય ૩૫૪. મુનિયુગલનું દર્શન, તેમના ગુરુ કોણ? ૩૫૫ આચાર્ય દર્પફલિહ ૩૫૬ દીક્ષાસ્વીકાર ૩૫૭. પાંચેયની દેવલોકમાં પુનરુત્પત્તિ. જગતમાં સારભૂત સમ્યક્ત્વ ૩૫૭.

**પ્રકરણ તેવીસમું—મણિરથકુમાર ... ... ... પૃ. ૩૫૯ થી ૩૮૨**

ભગવાન મહાવીરનો ધર્મોપદેશ ૩૫૯. સમ્યક્ત્વ-નિરૂપણ અરિહંતની સર્વજ્ઞતા. સમ્યક્ત્વનાં પાંચ લક્ષણો ૩૬૦ સમ્યક્ત્વનાં દૂષણો ૩૬૧, પ્રથમ મહાવ્રત ૩૬૨. હિંસાનું લક્ષણ. પાંચસમિતિ ૩૬૩. બીજુ મહાવ્રત બીજા મહાવ્રતની ભાવનાઓ ૩૬૪ ત્રીજું મહાવ્રત, ચોથું મહાવ્રત ૩૬૫. બ્રહ્મચર્ય સુરક્ષિત કેવી રીતે બને? પાંચમું મહાવ્રત ૩૬૬. શ્રાવકનાં અણુવ્રતો. બારવ્રતના અતિચાર ૩૬૭. મણિ-રથકુમાર વિશે કંચનરથ રાજાનો પ્રશ્ન ૩૬૮. મણિરથકુમારનું પરિવર્તન. પૂર્વજન્મનો સંબંધ ૩૬૯. સુંદરીની કથા ૩૭૦. પ્રિયંકરનું મૃત્યુ. સુંદરીનો પ્રેમ ૩૭૧. શબ લઈને ચાલી. કહોવાયેલું શબ ૩૭૨. અનંગકુમારની સુંદરીને સમજાવવા માટે તૈયારી. યુક્તિપૂર્વક યોજના ૩૭૩. ઉપાલંભ ૩૭૪. અનિત્ય-ભાવના. અશરણભાવના. એકત્વભાવના ૩૭૫. અન્યત્વભાવના. અશુચિભાવના ૩૭૬ આશ્રવભાવના. સંવરભાવના. લોકસ્વભાવ ભાવના ૩૭૭. મણિરથકુમારની દીક્ષા ૩૭૮. દુઃખી જીવ કોણ? સુખી જીવ કોણ? ગૌતમસ્વામીના પ્રશ્નો ૩૭૯. કર્મનાં ફળ. સ્ત્રી-પુરુષ નપુંસક કોણ થાય? ૩૮૦. વિદ્યાની સફળતા નિષ્ફળતા કેમ? આંધળો બહેરો અપંગ કોણ થાય? ૩૮૧.

**પ્રકરણ ચોવીશમું—કામગજેન્દ્ર ... ... ... પૃ. ૩૮૩ થી ૪૦૪**

દેવીએ માગેલું વરદાન ૩૮૩. મહાદેવીને વચન. રાજા, ચિત્રકાર અને કવિ ૩૮૪. અવંતિપુત્રીનું ચિત્ર. પરણવા માટે નીકળેલો કામગજેન્દ્ર ૩૮૫ બે કુમારીઓનું વર્ણન. રાજાએ આપેલું વચન ૩૮૬. પુરુષદ્વેષિણી બિન્દુમતી ૩૮૭. બિન્દુમતીની કામાવસ્થા ૩૮૮. કામગજેન્દ્રની તપાસ ૩૮૯. કામગજેન્દ્રનું પ્રયાણ. મહાદેવીએ પૂછેલો વૃત્તાન્ત ૩૯૦. આકાશમાર્ગે પ્રકૃતિદર્શન ૩૯૧. કામની પરાવસ્થા કુમારીઓની વ્યાકુળતા ૩૯૨. સર્વનો ચિતાપ્રવેશ ૩૯૩. સ્ત્રી માટે પુરુષ આત્મઘાત ન કરે ૩૯૪. કયાં દ્વીપમાં? ૩૯૫. બાળકોનું કૌતુક. સીમંધર સ્વામી પાસે ૩૯૬, કર્મનાં ઉદયાદિની પ્રરૂપણા ૩૯૭. કામગજેન્દ્ર વિષે પ્રશ્ન. ભગવંતનો ઉત્તર અને ઉપદેશ ૩૯૮. મહાવિદેહ અને ભરતક્ષેત્ર વચ્ચે તફાવત ૩૯૯ સત્યા-સત્યનો નિર્ણય ૪૦૦. પરિવાર સાથે કામગજેન્દ્રની દીક્ષા ૪૦૧. લેશ્યાવિચારણા. ૭ પુરુષોનું દૃષ્ટાન્ત ૪૦૨. લેશ્યા ભેદ ૪૦૩.

**પ્રકરણ પચીસમું—કુમારવજ્રગુપ્ત ... ... ... ... પૃ. ૪૦૫ થી ૪૨૬**

- ચોરનો ઉપદ્રવ ૪૦૫. ચોરને પકડવા માટેની વજ્રગુપ્તની તૈયારી, વેતાલની આરાધના ૪૦૬. માંસા-હાર વિશે પ્રશ્ન ૪૦૭. ચોરનું સ્થાન ૪૦૮. ચંપકમાલા ૪૦૯. સ્ત્રીચરિત્ર ૪૧૦. ચંપાવતીને પકડી લાવ્યો ૪૧૨. બંને વચ્ચે યુદ્ધ, વિદ્યાસિદ્ધનો શિરચ્છેદ ૪૧૩. વિજયાનંદ. બંદીવાને સંભળાવેલી અન્યોક્તિ ૪૧૪. બીજે દિવસે પણ, ત્રીજે દિવસે પણ ૪૧૫. ચોથે દિવસે પણ, પાંચમા દિવસે પણ ૪૧૬. છઠ્ઠા

દિવસે પણ, સાતમા દિવસે પણ ૪૧૭. મહિલાઓની કુમારને વિનંતિ ૪૧૮. વજ્રગુપ્તની સપરિવાર દીક્ષા, કઇ પૂજા ફલ આપનારી? ૪૧૯ રાગદ્વેષવાળા દેવો ૪૨૦ વીતરાગની ભક્તિનું ફળ, કર્મફળ વિશે વર્ણનું દૃષ્ટાન્ત ૪૨૧.

પ્રકરણ છવ્વીશમું—સ્વયંભૂદેવ .. ... ... ... ... પૃ. ૪૨૩ થી ૪૩૫

લક્ષ્મીના પ્રકારો, રત્નપ્રાપ્તિ ૪૨૪. ગરુડપક્ષીનો વૃત્તાન્ત ૪૨૬. નરકાયુનાં કારણ ૪૨૭. પિતાને સમજાવ્યા ૪૨૮. માતા પાસે, મોટાભાઇ પાસે ૪૨૯. નાનાભાઇ પાસે, નાની બહેન પાસે ૪૩૦. પત્ની પાસે, પત્નીનો વિલાપ ૪૩૧. બાળકો પાસે, સસરા પાસે ૪૩૨. સાસુ પાસે, મિત્ર પાસે ૪૩૩. બીજા પક્ષીઓ પાસે, સ્વયંભૂદેવની દીક્ષા ૪૩૪.

પ્રકરણ સત્તાવીશમું—મહારથકુમાર ... ... ... ... પૃ. ૪૩૬ થી ૪૩૮

રાજગૃહીમાં પ્રભુની પધરામણી ૪૩૬. નિમિત્તજ્ઞાન વિશે પ્રશ્ન ૪૩૭. મહારથકુમારનું સ્વપ્ન, સ્વપ્નનો ખુલાસો ૪૩૭.

પ્રકરણ અઠ્ઠાવીશમું—પાંચેની અંતિમ સાધના ... ... ... પૃ. ૪૩૯ થી ૪૫૪

મણિરથકુમારની સાધના, પાપનું પ્રતિક્રમણ ૪૩૯. પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ ૪૪૦. કામગજેન્દ્ર સાધુની આરાધના ૪૪૧. પાપનું પ્રતિક્રમણ અને મોક્ષગમન, વજ્રગુપ્ત મુનિની અંતિમ આરાધના ૪૪૨. પાપનું પ્રતિક્રમણ ૪૪૩. વજ્રગુપ્તમુનિ અંતકૃત થયા. ૪૪૪. સ્વયંભૂદેવ મહર્ષિની સાધના. બાલમરણ ૪૪૫. તિર્યંચગતિ વિશે ૪૪૬. દેહ વિશે મૂર્છા ન કરવી ૪૪૭. જીવનાં જન્મમરણની અનંતતા ૪૪૮. પંડિતમરણ-અંગીકાર ૪૪૯. મહારથ સાધુની સાધના ૪૫૦. સિદ્ધોને નમસ્કાર, આચાર્યને નમસ્કાર ૪૫૧. શ્રી ઉપાધ્યાયજીને વંદન, સાધુને વંદન ૪૫૨. પંચ પરમેષ્ઠિને નમસ્કાર ૪૫૩. તેનો ક્રમ ૪૫૪.

પ્રકરણ ઓગણત્રીશમું—ગ્રંથસમાપન ... ... ... ... પૃ. ૪૫૫ થી ૪૬૪

વૃત્તાન્તોનું પ્રયોજન ૪૫૫. કર્તાનો ખુલાસો, ફલશ્રુતિ ૪૫૬. પ્રશસ્તિ ૪૫૭. સૂરિમંત્ર સ્તોત્ર ૪૫૮. શ્લોકસંખ્યા ૪૫૯.

પૂરવણી ... ... ... ... ... ... પૃ. ૪૬૦

સહાયક ગ્રાહકની નામાવલી ... ... ... ... ... પૃ. ૪૬૧

શુદ્ધિપત્રક ... ... ... ... ... ... પૃ. ૪૬૩



# કુવલયમાલાના અનુવાદમાં આવતા કઠિન-પારિભાષિક શબ્દોના અર્થો



અકર્મભૂમિ=અસિ-મસિ-કૃષિ વ્યાપાર ન પ્રવર્તતો હોય તેવી ભોગ-ભૂમિ.
અકામ નિર્જરા=વગર ઇચ્છાએ દુઃખ ભોગવી કર્મ ખપાવવાં.
અગીઆર અંગો=જૈનોનાં મૌલિક શાસ્ત્રો.
અટ્ઠમ=લાગલાગટ ત્રણ ઉપવાસ.
અણગાર=મુનિ, સાધુ.
અજીવ=ચેતન વગરનો પદાર્થ.
અદત્તાદાન-વિરમણ=વગર આપેલી વસ્તુ ગ્રહણ ન કરવાની પ્રતિજ્ઞા.
અનર્થદંડ=કશા પણ લાભ વગર આત્મા પાપથી નિરર્થક દંડાય તેવું વર્તન.
અનશન=આમરણાન્ત ઉપવાસ.
અનાર્ય-ક્ષેત્ર=ધર્મ શબ્દ સંભળાય નહીં એવો દેશ.
અનુકંપા=દુઃખી જીવો તરફ દયાની લાગણી.
અનુયોગદ્વાર=જૈનાગમ સૂત્ર.
અનુપ્રેક્ષા=અપ્રેક્ષાનું ચિંતવન.
અનંતાનુબંધી=લાંબા કાળ સુધી સંસારમાં રખડાવનાર
અપરવિદેહ=પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્ર.
અપર્યાપ્તા=સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કર્યા વગરના જીવો.
અપૂર્વકરણ=કદી ન થયો હોય તેવો જીવનો શુભ પરિણામ.
અપોહ=વિચારણા.
અપ્રત્યાખ્યાનાવરણ=અનંતાનુબંધીથી ઊતરતી કક્ષાવાળા કષાયો.
અબંધક=કોઈ પણ કર્મ ન બાંધે તેવો જીવ.
અભવ્ય=કદાપિ મોક્ષે ન જાય તેવો જીવ.
અભિગ્રહ=ધારણા પ્રમાણેનો ગુપ્ત નિયમ.
અરિહંત=ધર્મસ્થાપક તીર્થંકર.
અલોક=ચૌદ રાજલોક બહારનો પ્રદેશ.
અવગ્રહ=મતિજ્ઞાનનો નહીં જેવો પ્રાથમિક અંશ.
અવધિજ્ઞાન=પાંચ જ્ઞાનમાંનો એક પ્રકાર. રૂપી પદાર્થનું ઇન્દ્રિય અને મનની સહાય વગર થનારું મર્યાદિત જ્ઞાન.
અવસર્પિણી=જેમાં બળ, બુદ્ધિ, આયુ, જમીનનાં રસકસ વગેરે દરેક સમયે ઘટતાં જાય તેવો ઊતરતો કાળ.
અવિરતિ=વ્રતરહિતપણું.
અશોક વૃક્ષ=સમવસરણમાં દેવો વડે રચાતું વૃક્ષ વિશેષ.
અસંખ્યાત=અગણિત કે એક સંખ્યાનું માપ.
અંગો=જૈનોનાં બાર મૌલિક શાસ્ત્રો.
અંગપ્રવિષ્ટ=તીર્થંકરના પટ્ટ શિષ્યોએ રચેલાં શાસ્ત્રો.
અંતકૃત્ કેવલિ=અંતગડ-કેવલિ બન્યા પછી ૪૮ મિનિટ પહેલાં મોક્ષે જનાર જીવ.
અંતર્દ્વીપ=સમુદ્રની અંદરના બેટ.
અંતર્મુહૂર્ત=નવ સમયથી માંડી એક સમય ન્યૂન ૪૮ મિનિટનો કાળ.
અંતરાય=વિઘ્ન અથવા નડતર.
આગતિ=બીજી ગતિમાંથી આવવું.
આર્યક્ષેત્ર=ધર્મીજનોની વસ્તીવાળો પ્રદેશ.
આરા=કાળચક્રના વિભાજક.
આલોવવું-આલોચના=પાપનો ગુરુ પાસે એકરાર કરવો, અગર પશ્ચાત્તાપ.
આવશ્યક=પાપથી પાછા હઠવા માટે સાંજ-સવારની પ્રતિક્રમણક્રિયા.
આલોક ભૂમિ=નીચે-જમીન જોતી મૂકતી વખતે જીવ-જંતુના રક્ષણાર્થે રખાતી સાવધાની.

આસ્તિક્ય=જીવ, પરલોક, પુણ્ય, પાપ, સ્વર્ગ, નરક વગેરે અતીન્દ્રિય પદાર્થોની શ્રદ્ધા.
આહારપર્યાપ્તિ=ખોરાક પચાવવાની શક્તિ.
આહારસંજ્ઞા=ખોરાક મેળવવાની અભિલાષા.
ઇર્યા સમિતિ=સાડા ત્રણ હાથ ભૂમિ જોઇને જીવોને પીડા ન થાય તેમ સાવધાનીથી ચાલવું તે.
ઇહા=અવગ્રહ પછી તરત થનારું મતિજ્ઞાન.
ઉપશમ ભાવ=ક્રોધાદિકેને શાન્ત કરવાનો ભાવ.
ઉપસર્ગ=ત્રાસ દાયક-કષ્ટ દાયક સ્થિતિ.
ઉપાસક-દશા=શ્રાવકોને લગતું જૈનોનું મૌલિક શાસ્ત્ર.
ઋજુમતિ=મન:પર્યવ જ્ઞાનનો એક ભેદ.
એકત્વાદિ ભાવના=જીવ એકલો આવ્યો છે, અને પરભવમાં એકલો જવાનો છે, તે વગેરે બાર ભાવના.
એષણાસમિતિ=દોષ વગરની ભિક્ષા શોધવાની સાવધાની.
ગણધર=તીર્થંકરના પટ્ટશિષ્ય.
ગણાવચ્છેદક=શ્રમણ સમુદાયમાં એક પદવી.
ગીતાર્થ=જૈનોનાં ગહન શાસ્ત્રોના નિષ્ણાત અને નિસ્વાર્થ ભાવે આપત્ ધર્મના પ્રવર્તક મુનિ.
ગુપ્તિ=મન-વચન-કાયાને સંયમમાં રાખવાં.
ગોચરી=ગાય જુદી જુદી જગો પરથી થોડું થોડું ઘાસ ચરે, તેવી રીતે આપનારને અંતરાય ન પડે તેમ ભિક્ષા માટે ભ્રમણ કરવું તે.
ગોત્રકર્મ=નીચ કે ઊંચ કુળ પ્રાપ્ત કરાવનાર કર્મ.
ગ્લાન=બીમાર ( સાધુ. )
ઘાતીકર્મ=આત્માના જ્ઞાનાદિ મૂળ ગુણનાશક કર્મ.
ચરમ શરીરધારી=છેલ્લી વખત દેહ ધારણ કરનાર અર્થાત તેજ ભવે મુક્તિ પામનાર જીવ.
ચંદ્ર પ્રજ્ઞપ્તિ=જ્યોતિષ વિષયક એક જૈન મૂળ શાસ્ત્ર.
ચાર-ગતિ=નારકી, તિર્યંચ, મનુષ્ય, દેવરૂપ અવસ્થા.
ચારિત્રાવરણીય=સંયમ રોકનાર કર્મ.
ચૌદ-પૂર્વ=જૈનોના અત્યંત મહત્ત્વનાં મૂળ શાસ્ત્રો.
ચ્યવન-ચ્યવવું=દેવલોકમાં મૃત્યુ પામવું.
છઠ્ઠ=લાગલાગટ બે ઉપવાસ.
જન્મ કલ્યાણક=તીર્થંકરના અતિશયવાળા પ્રસંગોમાં જન્મ કલ્યાણકને લગતો શુભ પ્રસંગ.
જાતિસ્મરણ=પૂર્વભવની હકીકતનું સ્મરણ.
તિર્યંચ=એકથી ચાર ઇન્દ્રિયવાળા જીવો તથા પશુ-પક્ષીઓ.
તિર્યંચ-યોનિ=તિર્યંચ જીવોનું ઉત્પત્તિસ્થાન.
તિર્યંચાનુપૂર્વી=અવળા માર્ગે જતાં ઘોડાને લગામ સીધા માર્ગે દોરી જાય, તેમ ગમે તે ભવ દિશામાં જતાં જીવને સીધું તિર્યંચ ગતિમાં દોરી જનાર કર્મ.
તીર્થ=સંસાર સમુદ્ર જેનાથી તરી શકાય તેવું પવિત્ર સ્થળ.
તૈજસ શરીર=ગરમી આપી ખોરાક પચાવનાર જઠરાગ્નિ રૂપ એક શરીર.
ત્રસ જીવ=ત્રાસ પામતાં સ્થાનાન્તર કરી શકે તેવો સંસારી જીવ.
દર્શનાવરણીય કર્મ=સામાન્ય બોધ રોકનાર તથા નિદ્રાધીન કરનાર કર્મનો પ્રકાર.
દીક્ષા=સંસારના સર્વ સંબંધોનો ત્યાગ કરી ચારિત્ર ધર્મની આરાધના કરવાનું આજીવન વ્રત.
દુર્લભ-બોધ=મુશ્કેલીથી સાચી ધર્મ શ્રદ્ધા મેળવનાર.
દેવદૂષ્ય=દેવોએ તીર્થંકરના ખભાપર સ્થાપેલ વસ્ત્ર.
દેશવિરતિ=શ્રાવક ધર્મરૂપ અણુવ્રતોનો સ્વીકાર.
દંડ=મન-વચન-કાયાની ખરાબ પ્રવૃત્તિ.
દૃષ્ટિવાદ=ચૌદ પૂર્વરૂપ પેટા વિભાગવાળું જૈનોનું મહાશાસ્ત્ર.
ધર્મલાભ=જૈન મુનિઓ તરફથી અપાતા આશીર્વાદ માટે રૂઢ થયેલો શબ્દ.
ધર્માસ્તિકાય=ગતિમાં સહાયક અરૂપી (અદૃશ્ય) પદાર્થ
નય=કોઇપણ પદાર્થના એક ધર્મનું જ્ઞાન.
નવકાર મંત્ર=જૈનોનો અતિ પરમ પવિત્ર મુખ્ય મંગળમય મંત્ર.
નામકર્મ=શરીરાદિની રચના કરનાર કર્મ.
નિદાન-નિયાણુ-શલ્ય=સંયમ-તપ આદિ ધર્મ કરી બદલામાં સંસારિક ભોગ-સમૃદ્ધિની માગણી કરવી તે.
નિર્ગ્રંથ=ઉત્તમ મુનિ.
નિર્જરા=આત્માથી કર્મનું વિખૂટા પડવું તે.
નિર્વેદ=સંસાર પ્રત્યે કંટાળો.
નિષ્કૂટ=સાંકડા દ્વારવાળું નરકમાં ગુફા જેવું સ્થાન
નિક્ષેપ=પદાર્થ સમજવા માટેની એક ચાવી.
નીલ-લેશ્યા=સંસારી જીવનું એક જાતનું પરિણામ.
પદ્મ-લેશ્યા=સંસારી જીવનું એક જાતનું ઉત્તમ પરિણામ.

પલ્યોપમ=લાંબા કાળનું ગણતરીવાળું માપ.
પરિષહ=કષ્ટ
પર્યાપ્તા=પોતા માટે યોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કરેલ જીવ.
પર્ષદા=ધાર્મિક વ્યાખ્યાન સભા.
પરાવર્તના=પઠિત અભ્યાસનું આવર્તન.
પરિગ્રહ વિરમણ વ્રત=ધન વગેરે પદાર્થોના મમત્વના ત્યાગ રૂપ નિયમવિશેષ.
પચાસ્તિકાય=જીવ, પુદ્ગલ, આકાશ, ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય એ પાંચ પદાર્થો.
પુદ્ગલો=રૂપ, રસ, ગંધ, વર્ણ, સ્પર્શવાળા પદાર્થો.
પૃચ્છના=અણસમજેલા પદાર્થ માટે પ્રશ્ન કરવો.
પોરિસી=રાત્રી કે દિવસનો ચોથો ભાગ.
પ્રતિક્રમણ=જુઓ આવશ્યક શબ્દ.
પ્રતિમાવહન=નિરપવાદપણે વ્રતપાલન, અથવા મહાભદ્રાદિ નામવાળી તપશ્ચર્યા.
પ્રત્યાખ્યાનાવરણ=સાધુ ધર્મ પ્રાપ્તિને રોકનાર કર્મ.
પ્રત્યેકબુદ્ધ=એક પદાર્થથી પ્રતિબોધ પામનાર મુનિવર.
પ્રમાદ=નિદ્રા, વિકથા, કષાયાદિ કરવા રૂપ.
પ્રવચન=શ્રુતજ્ઞાન કે જૈન શાસન.
પ્રવચન દેવતા=શ્રુતજ્ઞાન અને જૈન શાસનના અધિષ્ઠાયક દેવતા.
પ્રવજ્યા=દીક્ષા.
પ્રશ્નવ્યાકરણ=એક જૈન મૂળ સૂત્ર
પ્રાણાતિપાત વિરમણ=હિંસા ન કરવાનું વ્રત.
પ્રાસુક=નિર્જીવ આહાર પાણી વગેરે.
ફાસુક=નિર્જીવ આહાર પાણી વગેરે.
બંધ=આત્મા સાથે કર્મનું અગ્નિ લોહ ન્યાયે મળી જવું.
ભવવિરહાંક=ભવનો વિરહ થાય તે ઉપનામવાળા યાકિનીપુત્ર શ્રી હરિભદ્રસૂરિ.
ભવિતવ્યતા=નિયતિ-નિયત થએલ વસ્તુસ્વભાવ.
ભવ્ય જીવ=મોક્ષે જનાર જીવ.
ભામંડલ=તીર્થંકરના મસ્તક પાછળ રહેલ તેજસ્વી ચક્ર
ભાવતીર્થંકર=વિદ્યમાન કેવળજ્ઞાન પામેલા તીર્થંકર.
મુખપત્તિ-મુહપત્તિ=મુખ પાસે રાખી બોલવાનું ચોક્કસ વસ્ત્ર.
મિચ્છામિ-દુક્કડં=મારું પાપ નિષ્ફળ થાઓ.
મિથ્યાત્વ=વિપરિત શ્રદ્ધા.
મિથ્યાદષ્ટિ=ખોટા ધર્મની શ્રદ્ધા રાખનાર.
મોહનીય કર્મ=નુકશાન સમજનાર પંડિતને પણ મૂંઝવણ કરાવનાર મોટું કર્મ.
યોગ=મન-વચન-કાયાની પ્રવૃત્તિ.
યોનિ=જીવને ઉત્પન્ન થવાનું સ્થાન.
યોનિ પ્રાભૃત=જુદાજુદા પદાર્થોનો સંયોગ કરવાથી પ્રાણીઓની તેમજ બીજી વસ્તુઓની ઉત્પત્તિ થાય તેવું એક જૈન વૈજ્ઞાનિક શાસ્ત્ર.
રજોહરણ=જીવ રક્ષા કરવા માટેનું જૈન મુનિનું ઉપકરણ.
રત્નપ્રભા=પૃથ્વીનું નીચલું તલ-તે નામની નારકી
રૌદ્ર ધ્યાન=ભયંકર-ક્રૂર પરિણામ-વિચારધારા.
લેશ્યા=સંસારી આત્માનાં પરિણામ.
લોગસ્સ=ઋષભદેવ આદિ ચોવીશ તીર્થંકરોની સ્તુતિરૂપ સૂત્ર.
લોચ=મસ્તક તથા દાઢી-મૂછના કેશ હાથથી ખેંચી ઉખેડવા તે.
વાચના લેવી=ગુરુ મુખથી સૂત્ર કે તેની વ્યાખ્યા સમજી ગ્રહણ કરવી.
વિકલેન્દ્રિય=બે-ત્રણ-ચાર ઇન્દ્રિયવાળા જીવો.
વિગઈ-વિકૃતિ=દુર્ગતિમાં ખેંચી જનાર તેમજ વિકારોત્પાદક દુધ-ઘી-વગેરે પદાર્થો.
વિચિકિત્સા=અન્ય ધર્મની અભિલાષા.
વિભંગ જ્ઞાન=વિપરિત અવધિજ્ઞાન.
વિરતિ=ત્યાગ કરવા રૂપ વ્રત.
વિવાહપન્નત્તિ=ભગવતી સૂત્રનું બીજું નામ-જૈનોનું એક મહાશાસ્ત્ર.
વિપુલમતિ=મનઃપર્યવજ્ઞાનનો ઋજુમતિ ભેદ કરતાં ચડિયાતો પ્રકાર.
વિહાર=શાસ્ત્રનિયમ પ્રમાણે સાધુએ પગે ચાલીને બીજે ગામ જવું તે.
વૃત્તિસંક્ષેપ=ઓછી અને પ્રમાણોપેત વસ્તુ ખાવાનો નિયમ.
વેદનીય=સુખ-દુઃખ ઉત્પન્ન કરનાર એક કર્મપ્રકાર
વૈક્રિયપુદ્ગલો=અનેક રૂપો બની શકે તેવા પુદ્ગલો.
વૈયાવચ્ચ=નિષ્કામભાવે હલુકર્મી થવા માટે સેવા કરવા યોગ્ય ગુણીની આહારાદિકથી સેવા કરવી તે.

મળે છે અને તેમાં અનેક પાઠભેદો છે. એટલે કેટલીક વાર પાઠાન્તરોને અનુલક્ષીને અનુવાદ કર્યો છે. ક્વચિત્ જ્યાં અર્થ અસ્પષ્ટ જણાયો હોય ત્યાં સંદર્ભ પ્રમાણે અનુમાનથી પણ અર્થ કર્યો છે. ક્યારેક લખાણમાં વિશદતા આણવા માટે ભાષાન્તરમાં થોડીક શબ્દછૂટ પણ લીધી હશે. ક્યારેક લખાણ ક્લિષ્ટ ન થઇ જાય એટલા માટે શ્લેષાર્થ બંને પક્ષે સમજાવ્યા નથી. વાંચનારને સમજવામાં સરળતા રહે એટલા માટે મૂળ સળંગ ગ્રંથના આ અનુવાદમાં પ્રકરણો પાડ્યાં છે અને પેટાશીર્ષકો આપ્યા છે.

આ અનુવાદ પ્રો. રમણલાલ શાહે મૂળ ગ્રંથ સાથે બરાબર મેળવીને, સમાસયુક્ત મૂળ રચનાને સરળ બનાવીને પરિશ્રમપૂર્વક તપાસીને ગ્રંથનું ગૌરવ વધે એ રીતે મુદ્રણકાર્યમાં પણ ચીવટપૂર્વક ધ્યાન આપ્યું છે. આમ છતાં સરતચૂકથી કોઇ ક્યાંય શબ્દ રહી ગયો હોય કે ક્ષયોપશમની ખામીના લીધે અર્થફેર થયો હોય તો સુજ્ઞ વાચકો અવશ્ય પરિમાર્જન કરી જણાવશે તો અમને આનંદ થશે.

મુદ્રણકાર્યમાં ક્યાંક ક્યાંક રહી ગયેલી અશુદ્ધિઓ માટે ગ્રંથના અંતે શુદ્ધિપત્રક આપ્યું છે તો વાંચતાં પહેલાં સુધારી લઇને પછી ગ્રંથ વાંચવાની ભલામણ કરું છું.

આપણા એક મહાન પૂર્વાચાર્યની આ એક મહાન કૃતિના અનુવાદે ગ્રંથાધ્યયનના લાભ ઉપરાંત અન્ય સમરાઇચ્ચકહાગ્રંથના અનુવાદની પ્રેરણા આપી, એ શું ઓછા લાભની વાત છે?

અંતે મૂળ ગ્રંથના કથનાનુસાર (કંડિકા ૪૨૯) 'આ કથા જે ભાવપૂર્વક ભણશે, સાંભળશે કે વાંચશે તો તેને અવશ્ય સમ્યક્ત્વ થશે' એ ઉક્તિ ધ્યાનમાં રાખી એકાગ્ર ચિત્તે આ મહાકથા ગ્રંથ વાંચી દરેક ભવ્યાત્મા કલ્યાણ-સમૃદ્ધિ પામો એ જ મહાભિલાષા.

છેવટે અનુવાદ લખતાં મારાથી અજ્ઞાન કે પ્રમાદ દોષના કારણે કંઇ પણ જિનમાર્ગથી વિપરીત લખાયું હોય તે માટે મિચ્છા મિ દુક્કડં આપી પ્રસ્તાવના પૂર્ણ કરું છું.

નેમુભાઇ શેઠની વાડીનો ઉપાશ્રય,<br>ગોપીપુરા-સુરત<br>સં. ૨૦૨૧ માગશર સુદ ૫ બુધવાર<br>તા. ૯-૧૨-૧૯૬૪

લિ૦<br>આ. શ્રીહેમસાગરસૂરિ



# દ ષ્ટિ પા ત (Glance)

( જૈન સાહિત્ય એટલે ? વર્ગીકરણો, હ્રી દેવીનું સાન્નિધ્ય, કથાના પ્રકારો અને ઉપપ્રકારો, નામકરણ, પાત્રો, વિષય, પાત્રોના નિરૂપણનો ક્રમ, તીર્થંકરનાં નામો, શ્રુત–સાહિત્ય, બાર ભિક્ષુપ્રતિમા, લબ્ધિઓ, ન્યાયવાક્યનાં અવયવો, ગુણગ્રાહકતા, ગુણની આરાધના, દુર્જનોની સ્તુતિ, સાધર્મિક સિંહ, મહત્ત્વ, ફલશ્રુતિ, સંશોધનની સામગ્રી, સ્વાધ્યાય. અને ઉપસંહાર )

**જૈન સાહિત્ય એટલે ?**—સમગ્ર વિશ્વસાહિત્યમાં જૈન સાહિત્ય એની વરેણ્યતા, વિવિધતા અને વિશાલતાને લઈને અગત્યનું સ્થાન ભોગવે છે. જૈન સાહિત્ય એટલે જૈનોના હાથે રચાયેલું સાહિત્ય. પછી ભલે ને એનો વિષય જૈન વિદ્યા (Jainology) હોય કે અજૈન વિદ્યા. અન્ય રીતે વિચારીએ તો જૈન સાહિત્ય એટલે જૈન વિદ્યાને અંગેનું સાહિત્ય. એના રચનાર મોટે ભાગે તો જૈન જ હોય અને ક્વચિત્ અજૈન પણ હોય.

પ્રસ્તુતમાં આપણે જૈનોના હાથે અને તે પણ જૈન વિદ્યાને મુખ્ય સ્થાન આપીને રચાયેલાં સાહિત્યના પ્રકારો નોંધીશું.

**વર્ગીકરણો**—આ જૈન સાહિત્યના મુખ્ય બે વર્ગ પાડી શકાય છેઃ (૧) આગમિક અને (૨) અનાગમિક આગમિક સાહિત્ય એટલે આગમો અને એનાં સ્પષ્ટીકરણો. એ સિવાયનું તમામ સાહિત્ય 'અનાગમિક' ગણાય છે.

જૈન સાહિત્યને ચાર અનુયોગમાં વિભક્ત કરાય છેઃ (૧) દ્રવ્યાનુયોગ, (૨) ચરણકરણાનુયોગ, (૩) ધર્મકથાનુયોગ અને (૪) ગણિતાનુયોગ. આ પૈકી ધર્મકથાનુયોગમાં આત્મોન્નતિમાં સાધક એવી કથાઓનો સમાવેશ કરાય છે.

જૈન સાહિત્યના વિષયોને આશ્રીને એના વિવિધ વર્ગો પડાય છે. જેમકે દાર્શનિક, કથાત્મક, સ્તોત્રાત્મક ઇત્યાદિ. એ પૈકી કથાઓના એનાં સ્વરૂપાદિને લઇને અન્ય પ્રકારો સૂચવાય છે.

જૈન સાહિત્ય વિવિધ ભાષાઓમાં રચાયેલું છે. આપણા આ 'ભારત' વર્ષને અને તેમાં પણ પ્રાચીન સમયને લક્ષીને કહેવું હોય તો એ સાહિત્ય પાઇય (પ્રાકૃત) અને સંસ્કૃત એમ બે ભાષામાં રચાયેલું છે. પાઇય ભાષાના વિવિધ પ્રકારો ગણાવાય છે. તેમાં અદ્ધમાગહી (અર્ધમાગધી), મરહટ્ઠી (માહારાષ્ટ્રી), સોરસેણી (શૌરસેની) અને અવહટ્ઠ (અપભ્રષ્ટ) એ ચાર જ પ્રકારો સાહિત્યમાં વિશેષતઃ દૃષ્ટિગોચર થાય છે.

આમ જૈન સાહિત્યના દૃષ્ટિબિન્દુ અનુસાર જાતજાતનાં વર્ગીકરણ થઇ શકે તેમ છે. દાક્ષિણ્યચિહ્નસૂરિ ઉર્ફે ઉદ્દ્યોતનસૂરિએ જાબાલિપુરમાં શકસંવત ૭૦૦ માં એક દિવસ ઓછો હતો ત્યારે અર્થાત્ વિક્રમસંવત ૮૩૫ માં એટલે કે ઇ. સ. ૭૭૯ ની ૨૧ મી માર્ચે પૂર્ણ કરેલી આ કુવલયમાલા

અનાગમિક સાહિત્યનો, ધર્મકથાનુયોગનો, કથાત્મક સાહિત્યનો તેમજ મુખ્યતયા જઈણ મરહટ્ઠીમાં રચાયેલો એક નોંધપાત્ર નમૂનો છે.

**હ્રી દેવીનું સાન્નિધ્ય**—આ ૧૩૦૦૦ શ્લોક જેટલા પરિમાણવાળી કથાને અંગે એના પ્રણેતાએ જાતે કહ્યું છે કે મારી આ રચના હ્રી દેવીના સાન્નિધ્યને આભારી છે.[1]

આ કુવલયમાલાના સંપાદક ડૉ. એ. એન. ઉપાધ્યેએ તેમજ એના અનુવાદક શ્રી હેમસાગરસૂરિજીએ પણ પોતપોતાનું કાર્ય થવામાં આ જ હ્રી દેવીનો હાથ હોવાનું જે કહ્યું છે તે આશ્ચર્યકારક ઘટના ગણાય.

**કથાના પ્રકારો અને ઉપપ્રકારો**—ઠાણ (સ્થાન) નામના ત્રીજા અંગ (ઠા૦ ૩ ઉ૦ ૩, સુત્ત ૧૮૯)માં કથાના ત્રણ પ્રકારો દર્શાવાયા છે:—

“तिविहा कहा पं० तं, अत्थकहा, धम्मकहा, कामकहा” ।

આમ કથાના ત્રણ પ્રકાર છે: અર્થકથા, ધર્મકથા અને કામકથા.

આ ઠાણ (ઠા૦ ૪, ઉ૦ ૨, સુત્ત ૨૮૨) માં ધર્મકથાના ચાર ઉપપ્રકારો દર્શાવી દરેકના ચચ્ચાર ભેદનો ઉલ્લેખ છે. આ બાબત હું કોષ્ટક દ્વારા રજૂ કરું છું:—

કથા

| અર્થકથા | ધર્મકથા | કામકથા |
|---|---|---|

ધર્મકથા

| આક્ષેપણી | વિક્ષેપણી | સંવેદની | નિર્વેદની |
|---|---|---|---|
| ૧ આચાર | ૧ સ્વ—પરસમય | ૧ ઇહલોક | ૧ ઇહલોક |
| ૨ વ્યવહાર | ૨ પર—સ્વસમય | ૨ પરલોક | ૨ પરલોક |
| ૩ પ્રજ્ઞપ્તિ | ૩ સમ્યક્ત્વ—મિથ્યાત્વ | ૩ સ્વશરીર | ૩ દેવાદિ |
| ૪ દૃષ્ટિવાદ | ૪ મિથ્યાત્વ—સમ્યક્ત્વ | ૪ પરશરીર | ૪ તિર્યંચાદિ |

મહત્તરા યાકિનીના ધર્મપુત્ર સમભાવભાવી હરિભદ્રસૂરિએ **સમરાઇચ્ચકહા** (ભવ ૧, પત્ર ૩) માં કથાના નિમ્નલિખિત ચાર પ્રકારો દર્શાવ્યા છે:—

અર્થકથા, કામકથા, ધર્મકથા અને સંકીર્ણકથા.

---

૧. આ સંબંધમાં કુવલયમાલાની ૪૨૮ મી કંડિકામાં નીચે મુજબનો ઉલ્લેખ છે:—

“पउमासणम्मि पउमप्पभाए पउमेण हत्थपउमम्मि ।
हिययपउमम्मि सा मे हिरिदेवी होउ संनिहिया ॥”

આ પદ્યમાં પ્રણેતાએ હ્રી દેવીનું જે વર્ણન કર્યું છે તે શ્રુતદેવતાની નિમ્નલિખિત સ્તુતિનું સ્મરણ કરાવે છે:—

“कमलदलविपुलनयना कमलमुखी कमलगर्भ समगौरी ।
कमले स्थिता भगवती ददातु श्रुतदेवता सिद्धिम् ॥”

આ સૂરિવરે આ ચારેનાં લક્ષણ પણ આપ્યાં છે.

ઉદ્યોદ્દતનસૂરિએ પોતાની કૃતિ નામે કુવલયમાલા (કંડિકા ૯)માં નીચે પ્રમાણે કથાના ચાર પ્રકારો સૂચવી એનાં લક્ષણ આપ્યાં છેઃ—૧ આક્ષેપણી, ૨ વિક્ષેપણી, ૩ સંવેગજનની અને ૪ નિર્વેદજનની.

વિશેષમાં એમણે આ ચારે પ્રકારનું એક એક ઉદાહરણ પણ આપ્યું છે.

આ ઉપરાંત આ સૂરિએ આ જ કુવલયમાલા (કંડિકા ૭)માં કથાના પાંચ પ્રકારો પણ ગણાવ્યા છેઃ (૧) [1]સકલકથા, (૨) ખંડકથા, (૩) ઉલ્લાપકથા, (૪) પરિહાસકથા અને (૫) વરાકથા. આ પાંચે પ્રકારને રજૂ કરતી કથાને એઓ 'સંકીર્ણકથા' કહેતા હોય તેમ લાગે છે.

સિદ્ધર્ષિએ વિ. સં. ૯૬૨માં **ઉપમિતિભવપ્રપંચાકથા** રચી છે. એ રૂપકાત્મક સાહિત્યમાં અદ્વિતીય સ્થાન ભોગવે છે. એમાં એમણે પ્રથમ પ્રસ્તાવ (પત્ર ૨)માં કથાના ચાર પ્રકારો દર્શાવ્યા છેઃ અર્થકથા, કામકથા, ધર્મકથા, અને સંકીર્ણકથા અર્થાત્ પ્રથમ ત્રણ પ્રકારના મિશ્રણરૂપ. આ ઉપરથી જણાય છે કે સિદ્ધર્ષિ હરિભદ્રસૂરિને અનુસરે છે. એઓ અર્થકથા અને કામકથાનાં પ્રચુર લક્ષણોથી લક્ષિત કથાને ત્યાજ્ય ગણે છે.

ઉદ્દ્યોતનસૂરિએ **કુવલયમાલાનો** કેટલોક ભાગ ગદ્યમાં તો કેટલોક ભાગ પદ્યમાં રચ્યો છે, આને લઇને આ કુવલયમાલાને કેટલાક "ચમ્પૂ" તરીકે ઓળખાવે છે.

ચમ્પૂનાં બે ઉદાહરણ ઉપર્યુક્ત હૈમ કાવ્યાનુશાસન (અ૦ ૮, ૨૧૪)ની અલંકારચૂડામણિ નામની વૃત્તિમાં અપાયાં છે. કુવલયમાલાનો એમાં ઉલ્લેખ નથી તો તેનું શું કારણ? કુવલયમાલાનો નિર્દેશ 'કલિકાલસર્વજ્ઞ' હેમચંદ્રસૂરિના ગુરુ દેવચંદ્રસૂરિએ વિ. સં. ૧૧૬૦માં રચેલા **સન્તિનાહચરિય**માં કર્યો છે, એટલે તેઓ આ કુવલયમાલાથી અપરિચિત હોય એમ તો કેમ બને? ત્યારે શું એઓ કુવલયમાલાને 'ચંપૂ' નહિ ગણતા હશે કે એમને આપેલાં બે ઉદાહરણોથી ઊતરતી કોટિની માનતા હશે?

**નામકરણ**—પ્રસ્તુત કૃતિનું નામ એના મુખ્ય પાત્રના—નાયિકાના કુવલયમાલાના નામ ઉપરથી યોજાયું છે. તેમ હોઇ એ સુબન્ધુની **વાસવદત્તા** અને બાણની **કાદંબરી**નું સ્મરણ કરાવે છે.

સાથે સાથે હું એ વાત નોંધીશ કે કુવલયમાલાની માતા ભાનુમતીએ એ ગર્ભાવસ્થામાં હતી ત્યારે કુવલયોની અર્થાત્ નીલ કમળોની માળા સ્વપ્નમાં જોઈ હતી.[2] તે ઉપરથી એનું 'કુવલયમાલા' નામ પાડયું હતું જ્યારે કુવલયચંદ્રની બાબતમાં એની માતા પ્રિયંગુશ્યામાએ ચંદ્ર તેમજ કુવલયમાલા એમ બે સ્વપ્ન જોયાં હતા.[3] એને લઇને એનું આ નામ પડાયું હતું

**પાત્રો**—આ કુવલયમાલાનાં દસ પાત્રોનાં નામ નીચે મુજબ છેઃ—

૧. દઢવર્મા=કુવલયચંદ્રનો પિતા. ૨. પ્રિયંગુશ્યામા=કુવલયચંદ્રની માતા. ૩. શ્રીદત્ત=કુવલયચંદ્ર, કુવલયમાલાનો પતિ—નાયક. પહેલા ભવમાં માનભટ. ૪. કુવલયમાલા નાયિકા=કુવલયચંદ્રની પત્ની, પહેલા ભવમાં ગંગાદિત્ય=માયાદિત્ય. ૫. પૃથ્વીસાર=કુવલયચંદ્રનો પુત્ર, પહેલા ભવમાં મોહદત્ત. ૬. વિજયસેન=કુવલયમાલાનો પિતા, કુવલયચંદ્રનો શ્વસુર. ૭. ભાનુમતી=વિજયસેનની પટરાણી અને

---

૧ હૈમ કાવ્યાનુશાસન (અ૦ ૮, સૂ૦ ૮)ની સ્વોપજ્ઞ વૃત્તિ નામે અલંકારચૂડામણિમાં સકલકથાનું લક્ષણ નીચે મુજબ આપી ઉદાહરણ તરીકે સમરાદિત્ય(કથા) નો ઉલ્લેખ કર્યો છેઃ—

"समस्तफलान्तेति वृत्तवर्णना." ૨ જુઓ કંડિકા ૬૨. ૩ જુઓ કંડિકા ૩૯.

કુવલયમાલાની માતા તથા કુવલયચંદ્રની સાસુ. ૮. સાગરદત્ત વેપારી અને કાલાન્તરે અવધિજ્ઞાની મુનિ. પહેલા ભવમાં ધનદેવ=લોભદેવ. ૯. મહેન્દ્રકુમાર=કુવલયચંદ્રનો મિત્ર. ૧૦. સિંહ=પહેલા ભવમાં ભદ્રશર્મા=ચંડસોમ.

**વિષય**—કર્મસિદ્ધાન્ત એ જૈન દર્શનનો એક પ્રાણ છે. અને એ અધ્યાત્મશાસ્ત્ર, માનસશાસ્ત્ર ઇત્યાદિ વિવિધ શાસ્ત્રો સાથે પણ સંબંધ ધરાવે છે. એને અંગેનું સાહિત્ય જ્ઞાનાવરણાદિ આઠે કર્મનાં ઉદયાદિ ઉપર વિસ્તૃત અને વેધક પ્રકાશ પાડે છે. આ આઠ કર્મોમાં 'મોહનીય' કર્મ સહુથી મહત્ત્વનો અને આગળ પડતો ભાગ ભજવે છે. એ સંસારી જીવોની ખાનાખરાબી–પાયમાલી–દુર્દશા કરવામાં એક્કો છે. એનાં બે મુખ્ય સ્વરૂપો છેઃ દર્શનમોહનીય અને ચારિત્રમોહનીય. તેમાં ચારિત્રમોહનીય વધારે ભયંકર છે. એની કષાયો અને નોકષાયો એમ બે જાત છે. કષાયો ચાર છેઃ ક્રોધ, માન, માયા અને લોભ. આ ચાર કષાયોના નીચે મુજબના નવ નોકષાયો ગોઠિયાઓ છેઃ—

હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સા, પુરુષવેદ, સ્ત્રીવેદ, અને નપુંસકવેદ.

આમાં 'વેદ' એટલે જાતીય આકર્ષણ કિંવા વિષયવાસના. એક રીતે વિચારતાં 'વેદ' મોખરે છે. એનો કુવલયમાલામાં મોહ તરીકે નિર્દેશ કરાયો છે.

ક્રોધાદિ કષાયોરૂપ ચંડાલચોકડીનું અને એના અગ્રગણ્ય ગોઠિયા નામે મોહનું પૂરું પોત સચોટ અને રસિકપણે જણાય તે માટે એના અનાદિકાલીન ગુલામ બનેલા માનવીઓના પ્રતીકરૂપ પાંચ પાત્રોનું આ કુવલયમાલામાં હૃદયંગમ શૈલીમાં પદલાલિત્યથી દીપતું અને અનેકવિધ આનુષંગિક ઘટનાઓથી સમૃદ્ધ વર્ણન કરાયું છે.

**પાત્રોના નિરૂપણનો ક્રમ—ચંડસોમ**, માનભટ, **માયાદિત્ય**, લોભદેવ, અને મોહદત્ત એ પાંચ પાત્રોનું ક્રમસર આલેખન અહીં છે તો આ ક્રમ શાને આભારી છે તે સંબંધમાં યથામતિ નિર્દેશ કરું છું–

ચાર કષાયો પૈકી રાગમાં માયા અને લોભનો તો દ્વેષમાં ક્રોધ અને માનનો અંતર્ભાવ કરાય છે. કેટલાકના મતે માનનો પણ રાગમાં સમાવેશ કરાય છે. દ્વેષ ઉપર વિજય મેળવવામાં જેટલા પુરુષાર્થની આવશ્યકતા છે તેના કરતાં વિશેષ રાગનું નિકંદન કાઢવામાં છે. આની સાબિતી તરીકે એમ કહીશ કે 'વીતદ્વેષ' એવો પ્રયોગ ન કરતાં 'વીતરાગ' એવો પ્રયોગ જૈન ગ્રંથોમાં કરાયો છે. આમ હોઇ રાગના પ્રકારોનું નિરૂપણ દ્વેષના પ્રકારો પછી હોય એ ન્યાય્ય છે.

લોભ સહુથી ખરાબ છે, કેમકે એ ઉપશમશ્રેણિરૂપ નીસરણીના સહુથી ઉપરના પગથિયે ચડેલા મુનિવરને પણ ગબડાવી દે છે એટલે એનું સ્થાન તો ચારે કષાયના નિરૂપણમાં અંતિમ હોય. ક્રોધ, માન, માયા અને લોભ એ ચારેના સંજ્વલન નામના પ્રકારનો નાશ ક્રમશઃ થાય છે. એથી કરીને માનને અંગેનું વક્તવ્ય ક્રોધને લગતા વક્તવ્ય પછી અપાયું છે.

**તીર્થંકરોનાં નામો**—આ કુવલયમાલામાં નિમ્નલિખિત નામવાળા તીર્થંકરોનો ઉલ્લેખ છેઃ— ઋષભદેવ અને **વીર** પ્રભુ (કં. ૧) **ધર્મ**નાથ (કં. ૧૮૦) તેમ જ **શાં**તિનાથ, કુન્થુનાથ અને અરનાથ (કં. ૪૩૧).

**શ્રુત–સાહિત્ય**—આ કુવલયમાલામાં જૈન આગમો પૈકી [૧]**આયાર**થી માંડીને **દિટ્ઠિવાય** સુધીનાં બારે અંગોનું, **પન્નવણા**, **સૂરિયપણ્ણત્તિ** અને **ચંદપણ્ણત્તિ** એ ત્રણ [૨]ઉપાંગોનું અને [૩]**જોણિપાહુડ** નામના

૧–૨–૩ જુઓ કંડિકા ૭૨

